Series 74 - Religious Conversion in name of Hindu-Muslim Unity - Pirana

ગુજરાત સમાચાર | ધર્મલોક & આગમ નિગમ | સોમવાર, ૩૦-૦૭-૨૦૧૮ ૧૪



# હિન્દુ-મુસ્લિમ સાથે મળીને પૂજા કરે છે પીરાણાની ઈમામશાહની દરગાહ પર



Part 1

ગળામાં મંગળસૂત્ર પહેરેલી હિન્દુ યુવતીનો હાથ પકડી પીરાણાની ઈમામશાહની દરગાહમાં આવી રહેલા મુસ્લિમ યુવાન પર દરગાહમાં હાજર રહેલા તમામની નજર કુતૂહલપૂર્વક ચોંટી જતી હતી.

હિન્દુ-મુસ્લિમ જ્યાં સાથે મળી પૂજા કરે છે એ પીરાણાની ઈમામશાહની દરગાહ પર દર મહિને આ યુગલ આવે છે. અમદાવાદના ખાનપુર વિસ્તારમાં આવેલા સૈયદવાડામાં રહેતાં રફીક અને મીનાએ પ્રેમલગ્ન કર્યાં છે. સમાજના ભયંકર વિરોધ વચ્ચે લગ્ન કરનાર રફીક અને મીના લગ્ન પહેલાં પણ પીરાણાની દરગાહ પર પૂજા અને નમાઝ પઢવા માટે આવતાં હતાં.

અમદાવાદના એક અખબારમાં નોકરી કરતાં રફીક અને મીનાની આંખ મળી ગઈ હતી. બંને પ્રેમમાં હતાં, પણ રફીક મુસ્લિમ હોવાથી હિન્દુ છોકરી સાથે લગ્ન કરે તે બાબતે તેના ઘરમાં અને સમાજમાં જબરજસ્ત વિરોધ હતો. તો બીજી તરફ મીનાના કુટુંબ અને સમાજમાં પણ મીના મુસ્લિમ યુવક સાથે લગ્ન કરે તેની સામે ભયંકર વિરોધ હતો. અપાર પ્રેમને કારણે તેઓ લગ્ન કરવા માટે પણ એટલાં જ કટિબદ્ધ હતા.

બીજી તરફ મીનાના પિતા મીનાનું લગ્ન જ્ઞાતિના જ હિન્દુ યુવાન સાથે કરાવવાની પેરવી કરી રહ્યા હતા, તો રફીકને તેના ઘરમાંથી ધમકી મળી હતી કે જો તે હિન્દુ છોકરી સાથે લગ્ન કરશે તો તેને ઘરમાંથી કાઢી મુકાશે. સતત ચારપાંચ અઠવાડિયાંથી મૂંઝાયેલા રહેતા રફીકે મીનાને આ વાત કરી. બંનેની પરિસ્થિતિ સરખી હતી. એક ગુરુવારે મીનાએ રફીકને કહ્યું કે આપણે પીરાણા ઈમામશાહની દરગાહ પર જઈએ. આપણો પ્રેમ સાચો હશે તો પીરની દુઆથી લગ્ન થશે અને બધું સમુંસૂતરું પાર ઊતરી જશે.

રફીક અને મીના ઈમામશાહની દરગાહ પર ગયાં. રફીકે વિધિ પ્રમાણે તેની સમસ્યા રજૂ કરી અને દરગાહના પૂજારી મનુભાઈ પટેલે રફીકના પગમાં બેડી પહેરાવી. રફીકને ઈમામશાહની બેઠકથી ૩૦ ફૂટ દૂર આવેલી હાજર રહીમ બાવાની દરગાહ સુધી ચાલવાનું કહ્યું. જો આ અંતર સુધીમાં બેડી છૂટી જાય તો તેઓનાં લગ્ન બાદ ઘરમાં કે સમાજમાં કોઈ તકલીફ નહીં પડે અને જો બેડી ખૂલે નહીં તો તેમના ગમે તેટલા પ્રયાસ થશે તો પણ લગ્ન નહીં થાય.

બેડી પહેરીને રફીક ચારથી પાંચ ડગલાં જેટલું ચાલ્યો હશે અને તેની બેડી આપોઆપ ખૂલી ગઈ. હર્ષથી કૂદીને નાચવા લાગેલા રફીકે ઈમામશાહ બાવાની દરગાહ પર દુઆ માગી, સજદા કરી, તો મીનાએ હાથ જોડી દરગાહને પ્રણામ કર્યા.

રફીક અને મીનાએ કોર્ટમાં લગ્ન કરી લીધાં. લગ્નનાં પહેલાં બે અઠવાડિયાં બંનેનો ઉગ્ર વિરોધ થયો પણ બંનેના માતાપિતાએ તેમના આ સંબંધો સ્વીકારી લીધા અને આજે બંને પતિપત્ની તરીકે રહે છે. તેમને બે બાળકો છે. રફીક અને મીના દર મહિને ઈમામશાહ બાવાની દરગાહ પર આવે છે.

Part 2

અમદાવાદથી માત્ર ૧૭ કિલોમીટર દૂર આવેલા પીરાણા ગામમાં આવેલી આ ઈમામશાહ બાવાની દરગાહ પર તમામ જ્ઞાતિના લોકો આવે છે. આ દરગાહનો વહીવટ હિન્દુ ટ્રસ્ટીઓ કરે છે એટલું જ નહીં, મુસ્લિમ શ્રદ્ધાળુની ભાષામાં કહીએ તો પીરાણાના ગાદીનશીન અને હિન્દુઓની ભાષામાં કહીએ તો પીરાણાના ગાદીપતિ તરીકે વર્ષોથી આચાર્ય કરસનદાસજી મહારાજ બેઠા છે.

હિન્દુ અને મુસ્લિમ બંને કોમોની શ્રદ્ધા જીતી લેનાર ઈમામશાહ બાવાની દરગાહનું બાંધકામ પીરાણામાં સંવત ૧૫૨૫માં થયું હતું. આજથી લગભગ ૫૫૦ વર્ષ પહેલાં બંધાયેલી આ દરગાહ પર અખંડ ઘીનો દીવો બળે છે. ઈરાનમાં ઉચ્ચ મુલતાનમાં જન્મેલા ઈમામશાહ બાવા સાત વર્ષની ઉંમરથી ધર્મપ્રચાર માટે ઘર છોડી, ધર્મનો પ્રચાર કરતાં કરતાં પંજાબ આવ્યા હતા. પંજાબથી એ ગુજરાતના પાટણમાં આવ્યા હતા.

ધર્મપ્રચારની યાત્રા દરમિયાન ઈમામશાહ બાવાએ કાનમ, કોંકણ અને કાશ્મીર સુધીની યાત્રા કરી હિન્દુ યોગીઓ અને મુસ્લિમ પીર સાથે ધર્મ અંગે ચર્ચાઓ કરી હતી. હિન્દુઓનો વૈદિક ધર્મ ઈમામશાહ બાવાને સ્પર્શી જતાં મુસ્લિમ અને હિન્દુ ધર્મનો સમન્વય કરી એમણે એક નવો પંથ સ્થાપ્યો હતો. ઋગ્વેદને મૂળ આધાર આપી ઈમામશાહ બાવાએ બનાવેલા સત પંથમાં મુખ્ય પ્રચારનો વિષય અહિંસા રહ્યો હતો.

ઈમામશાહ બાવાની સાથે ઈરાનના બાદશાહના કુંવર મિરઝા અબ્દુલ રહીમ બાવા પણ જોડાયા હતા. ધર્મનો પ્રચાર કરતાં કરતાં આ બંને સૂફીસંતો ગુજરાતમાં સુરત ખાતે આવ્યા હતા.

પીરાણાના ઈમામશાહ બાવા ટ્રસ્ટના ગાદીપતિ આચાર્ય કરસનદાસ મહારાજના કહેવા પ્રમાણે એ પ્રવાસ દરમિયાન ઈમામશાહ બાવાએ ચમત્કારથી કેટલાક રબારીભાઈઓનું વાંઝિયામેણું ટાળ્યું હતું, તો કેટલાંક સ્થળોએ તેઓ વરસાદ લાવ્યા હતા. તેને કારણે એમનો શિષ્યવર્ગ ખૂબ વધ્યો હતો.

ધર્મપ્રચારાર્થે પ્રવાસ કરી રહેલા ઈમામશાહ બાવાનાં લગ્ન ભડિયાદના પીર મહંમદ બુખારીની પુત્રી સાથે થયાં હતાં.

ગીરમથા ગામના મુખી તેમના શિષ્ય થયા અને ગામના લોકોએ એમને આ વિસ્તારમાં સ્થાનક બનાવવાનો આગ્રહ કર્યો. ગામના લોકોના આગ્રહને વશ થઈ એમણે એવો વળતો પ્રસ્તાવ મૂક્યો કે પોતે તીર છોડે અને તીર જે સ્થળે જઈ પડે તે સ્થળે બાબા ઈમામશાહ પોતાનો મુકામ કરશે. ગીરમથાથી પશ્ચિમ દિશામાં તીર છોડતાં તે પીરાણા પાસે આવીને પડ્યું અને ત્યાં ઈમામશાહે સંવત ૧૫૨૫માં આજથી ૫૫૦ વર્ષ પૂર્વે પોતાનં સ્થાનક સ્થાપ્યું હતું.

Part 3

આ પ્રવાસ દરમિયાન ઈમામશાહ બાવાને લૂંટવા માટે ડાંગ જિલ્લાના કુકસ ગામ પાસે એક લૂંટારાએ પ્રયાસ કર્યો હતો. પરંતુ ઈમામશાહના તેજથી અંજાઈ ગયેલા લૂંટારાએ આત્મસમર્પણ કરતાં એને પોતાનો શિષ્ય બનાવ્યો હતો. એ શિષ્ય આગળ જતાં નવાકાકા ભગત તરીકે જાણીતા થયા હતા.

ઈમામશાહ બાવાએ પીરાણા ખાતે પોતાનું સ્થાનક બનાવી સતપંથી ધર્મનો પ્રચાર શરૂ કરતાં તેમના અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ. એક વખત કચ્છથી કાશી જાત્રા કરવા જઈ રહેલા બ્રાહ્મણોનો સંઘ પીરાણા પાસે રોકાયો હતો. કહે છે કે ઈમામશાહ બાવાએ એ શ્રદ્ધાળુઓને પીરાણામાં જ કાશીનાં દર્શન કરાવ્યાં હતાં જેના ફળસ્વરૂપે એ બ્રાહ્મણોએ પોતાની જનોઈઓ ત્યજીને સંતપંથ ગ્રહણ કર્યો હતો.

ઈમામશાહ બાવાની દરગાહ પાસે આજે પણ એ બ્રાહ્મણોએ ઉતારેલી જનોઈ સાચવવા દેરી બનાવાઈ છે. એવી વાયકા છે કે બ્રાહ્મણોએ ઉતારેલી જનોઈનું વજન તે વખતે સવામણ એટલે કે ૨૫ કિલો થયું હતું.

૩૦ એકર જમીનમાં પથરાયેલી આ દરગાહનો વહીવટ હિન્દુ અને મુસ્લિમ આગેવાનો સાથે મળીને કરે છે. ઈમામશાહ બાવા પીરની દરગાહ પર મનુભાઈ પટેલ પૂજા કરે છે. દરરોજ લોબાનની આરતી ઉતારવામાં આવે છે. રબારી, બ્રાહ્મણ, પટેલ, મુસ્લિમ, ઠાકોરથી ઊભરાતી આ દરગાહમાં દરેક ભક્તોને માટે મફત ભોજનની સુવિધા છે. અહીં દરરોજ દોઢસોથી બસો ભક્તો શીરો, દાળભાત અને શાકનું ભોજન જમે છે.

દરગાહના પૂજારી મનુભાઈ પટેલના કહેવા પ્રમાણે આ દરગાહ પર ઈમામશાહ બાવા હજરાહજૂર છે. અહીં હિન્દુ અને મુસ્લિમ બંને કોમના લોકો બાધા રાખવા આવે છે. કોઈને ખેતરમાં કૂવો ખોદવો હોય, કોઈના પૈસા ખોવાયા હોય, કોઈને ત્યાં ચોરી થઈ હોય, કોઈને નોકરી મળતી ન હોય, કોઈનાં લગ્ન થતાં ન હોય એવા બધા લોકો પોતાનું નસીબ જાણવા અહીં આવે છે. અહીં બાધા રાખનાર તમામ ભક્તના પગમાં બેડી પહેરાવવામાં આવે છે. ઈમામશાહ બાવાની બેઠકથી હાજર રફીક બાવાની દરગાહ સુધી બેડી પહેરીને ચાલનારની બેડી જો ખૂલી જાય તો તેને કામમાં સફળતા મળશે, અને જો બેડી ખૂલે નહીં તો તેનું કામ નહીં થાય એમ માનવામાં આવે છે.

Part 4

પીરાણાની આ દરગાહ પર માનતાએ આવેલા મિકેનિકલ એન્જિનિયર સુભાષે કહ્યું કે પોતે આવી બાબતોમાં પહેલાં માનતા ન હતા. છેલ્લા કેટલાક સમયથી પોતે શેરબજારમાં રોકાણ કરે છે, અને ઓડલોટ સર્કલ (જેમની પાસે નાની નાની અને વિચિત્ર સંખ્યામાં શેર હોય છે તે. જેમ કે ૬૭ શેર, ૯૨ શેર વગેરે.) પણ ચલાવે છે.

ગત ૧૫ એપ્રિલે ઓડલોટ સર્કલમાંથી ઘરે પાછા જઈ રહ્યા હતા ત્યારે તેમના સ્કૂટર પરથી ટ્રાન્સફર ફોર્મ સાથેનાં શેર સર્ટિફિકેટવાળી થેલી રસ્તામાં પડી ગઈ હતી. આ થેલીમાં રૂા.૧૫ લાખના શેરો હતા.

રસ્તામાં પડી ગયેલી આ થેલી જો કોઈ વ્યક્તિને મળે અને તે "સ્પોટ"માં આ શેરો વેચી નાખે તો લાખ્ખોપતિ બની જાય તેમ હતું. બીજી તરફ જે વ્યક્તિઓના શેરો હતા તેમને પેમેન્ટ આપવાનું હતું. રાતોરાત પંદર લાખ રૂપિયાની ખોટ જવાની હતી તેથી જાણે કે તેઓ પર આભ તૂટી પડ્યું હતું.

અમદાવાદનાં તમામ અખબારોમાં ખોવાયેલી થેલી પાછી આપનારને મોટું ઈનામ આપવાની જાહેરાતો પણ આપી. અખબારોમાં જાહેરાત છપાવવા પાછળ ૨૫ હજાર રૂપિયા ખર્ચી નાખ્યા, પણ કોઈ જવાબ મળ્યો નહીં. સુભાષભાઈ હતાશ થઈ ગયા હતા. પંદર દિવસ પછી ફરી જાહેરાત આપી કે આ શેર કોઈએ વેચ્યાં હોય અથવા તો આ શેર ક્યાં છે તેની માત્ર માહિતી આપનારને પચ્ચીસ હજાર રૂપિયાનું ઈનામ આપવામાં આવશે. એ જાહેરાતો પછી પણ કોઈ જવાબ ન મળ્યો.

"હું સાવ નિરાશ થઈ ગયો હતો. મારા એક મિત્રે પીરાણાના ઈમામશાહ બાવાની દરગાહ પર જવાની સલાહ મને આપી. હું આ બધામાં માનતો ન હતો, પણ ખાલી ચાન્સ લેવા પૂરતો હું ઈમામશાહની દરગાહ પર ગયો. પગમાં બેડી નાખવામાં આવી. ત્રીજા ડગલે મારા પગની બેડી છૂટી ગઈ. અમે ઘર પાછા આવ્યા. ચોથા કે પાંચમા દિવસે મોહન શર્મા નામની કોઈ વ્યક્તિનું પોસ્ટકાર્ડ અમારા પર આવ્યું કે "તમારી ખોવાયેલી થેલી અમને મળી છે. તમે આવીને લઈ જાઓ." સુખદ્ આશ્ચર્ય વચ્ચે અમે તેની પાસેથી શેરની થેલી લેવા ગયા. જેની પાસે શેરની થેલી હતી એ ભાઈએ અઢી લાખ રૂ [ ૫ ૫ । વળતર પેટે માગ્યા પણ સાડાત્રણ હજાર રૂપિયા ઈનામમાં આપતાં એ ભાઈ માની ગયા હતા. આમ મારા ખોવાયેલ પંદર લાખ રૂપિયાના શેરો મને મળી ગયા.

સુભાષ શાહ મને કહ્યું કે "મૂળ હું વિજ્ઞાનનો વિદ્યાર્થી એટલે બે મિનિટ મને થયું કે કદાજ કાગનું બેસવું અને ડાળનું પડવું હોય તેમ આ શેરની થેલી મને પાછી મળી હશે. બીજી ક્ષણ મને એક નવો તુક્કો સૂઝ્યો: મારું છ મહિના પહેલા ખોવાયેલું સ્કૂટર મને પાછું મળશે કે નહીં તે જોવા માટે મેં ફરી વખત પગમાં બેડી પહેરી. પણ બેડી ખૂલી નહીં. હજુ સુધી મારા ચોરાયેલા સ્કૂટરનો કોઈપણ પત્તો પણ મળ્યો નથી.

મનુભાઈ પટેલે કહ્યું કે અહીં બાધા રાખી બેડી પહેરનાર પાસેથી કોઈ પૈસા લેવાતા નથી. પીરની દરગાહ પર ચાદર ચઢાવવાના ૨૦ રૂપિયા, એક શ્રીફળ, સવાશેર સાકર અને ઘીનો દીવો કરવા માટે પૈસા લેવામાં આવે છે. ત્યારબાદ તેમની પાસે પીરશાહના જાપ જપાવવામાં આવે છે અને જો ભક્ત મુસ્લિમ હોય તો પીરશાહના કલમા પઢાવવામાં આવે છે.

દરગાહ પર આ પ્રકારે બાધા રાખવા માટે આવેલા દેલવાડાના જીવાજી ઠાકોરના ભાઈ મગના ઠાકોર છેલ્લા ૧૫ દિવસથી માનસિક સમતુલા ગુમાવી બેઠા છે.

રેતની ટ્રક પર મજૂરીકામ કરતા મગનાજી કોઈની સાથે વાત કરી શકતા નથી. એક વડિયા બાંધાના મગનાજી ઠાકોર દરગાહ પાસે ગોળગોળ ફરી બબડાટ કરતા હતા.

તેમના વતી તેમના ભાઈ જવાનજી ઠાકોરે બાધા રાખી તેના ભાઈ મગાનાજી કોઈકે મૂઠ મારી છે કે કેમ? અથવા તેને વળગાડ થયો છે કેમ? આ જાણવા માટે એણે પગમાં બેડી પહેરી ચાલવાનું શરૂ કર્યું. માત્ર ત્રણ ડગલાં ચાલતાં તેમને પગમાંથી બેડી છૂટી ગઈ.

પૂજારી મનુભાઈએ તરત જ જીવાભાઈ ઠાકોરને બોલાવીને કહ્યું કે તમારા ભાઈને કોઈ વળગાડ નથી. કદાચ ગરમીને કારણે અસર થઈ હશે, માટે વળગાડનો વહેમ કાઢી નાખો.

મનુભાઈ અને બીજા પૂજારી સાહબુદ્દીને મંત્રેલું પાણી આપ્યું અને એક મહિના પછી પાછા આવવા કહી તેમને વિદાય કર્યા.

(અનુસંધાન પાના નં. ૧૫ ઉપર)

ગુજરાત સમાચાર · ધર્મલોક · સોમવાર, ૩૦-૦૭-૨૦૧૮ ૧૫

**આ પેજમાં પીરાણા વિષે માહિતી માટે નીચે જુવો**

**આ પેજમાં પીરાણા વિષે માહિતી માટે નીચે જુવો**

Part 4 (continuation)

(૧૪માં પાનાથી ચાલુ)

## હિન્દુ-મુસ્લિમ સાથે મળીને પૂજા કરે છે

મનુભાઈએ મને કહ્યું કે અહીં વળગાડ થયો છે કે કેમ? તે જાણવા પણ ઘણા લોકો આવે છે પરંતુ અંધશ્રધ્ધા વધે નહીં તે માટે અમે સમજાવીએ છીએ અને ભૂતપ્રેતની વાતથી દૂર રાખીએ છીએ.

મનુભાઈના કહેવા પ્રમાણે પીરાણા ખાતે શારીરિક તકલીફથી પીડાતા સંખ્યાબંધ લોકો આવે છે. તેઓ સારા થાય તેમ હોય તો તેમના પગમાંથી બેડી ખૂલી જાય છે. ઈમામશાહ બાવાની ભસ્મ આપીએ તો તેઓ સાજા થઈ જાય છે.

મનુભાઈએ એવો પણ દાવો કર્યો હતો કે આ દરગાહ પર સંખ્યાબંધ લકવાગ્રસ્ત લોકો પુનઃ ચાલતા થયા છે, તેની તપાસ સંખ્યાબંધ ડોક્ટરોએ કરી છે પણ હજુ સુધી કોઈ સફળ થયું નથી. આ ટ્રસ્ટના ગાદીપતિ આચાર્ય કરસનદાસજી મહારાજે મને કહ્યું કે અહીં સ્થાનિક મુસ્લિમોની કોઈ કનડગત નથી નથી, પરંતુ પીરાણા સિવાયના કેટલાક મુસ્લિમો અહીં આવ્યા હતા અને ગતતા. ૨૪-૧૧-૯૧ ના રોજ દરગાહમાં મૂકેલા ૐ ના ચિત્રને તોડી નાખ્યું હતું.

એક પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું કે ડાકોર અને કાશીમાં જેમ આવકમાંથી કેટલોક હિસ્સો બ્રાહ્મણોને આપવામાં આવે છે તેવી જ રીતે આ ટ્રસ્ટ દર વર્ષે પીરાણાના મુસ્લિમોને બાર હજાર રૂપિયા આપે છે. આ ટ્રસ્ટ પાસે હાલ સિત્તેર વીઘા જમીન છે તેમાં ખેતી થાય છે અને તેની આવકમાંથી ટ્રસ્ટ ચાલે છે. અલબત્ત સંખ્યાબંધ કચ્છી અને સૌરાષ્ટ્રના પટેલો દાન કરે છે જેને કારણે આ ટ્રસ્ટની આવક થતી રહે છે.

Part 5

સતપંથી સંપ્રદાય વિષે માહિતી આપતાં તેમણે કહ્યું કે આ આખોય સંપ્રદાય વાસ્તવમાં ઋગ્વેદના આધારે સ્થપાયો છે. આ સંપ્રદાયમાં કળયુગમાં ભગવાન નિષ્કલંકી નારાયણની કલ્પના કરવામાં આવી છે. કળયુગમાં પાપ વધી જશે ત્યારે નિષ્કલંકી નારાયણનો જન્મ થશે. આ ભગવાનના પંથના પ્રચાર માટે ઈમામશાહ બાવાએ જન્મ લીધો હતો. જેના ભાગરૂપે ગુરુવારે અહીં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની જ્યોત જલાવવામાં આવે છે. પૂજામાં શીરો, લાપસી અને ખીર ધરાવવામાં આવે છે. દર વર્ષે ચૈત્રસુદ ચોથના દિવસે અહીં યોજાતા મેળામાં સંખ્યાબંધ હિન્દુ અને મુસલિમો ભાગ લે છે એટલું જ નહીં આ પવિત્ર દિવસે કચ્છ- સંખ્યાબંધ ભાવિકો પગપાળા સંઘ લઈ પીરાણા આવે છે.

પીરાણા પર ઈમામશાહ બાવાની દરગાહ પર ૫૫૦ વર્ષથી ચાલતી અખંડ જ્યોત અંગે વાત કરતાં આચાર્ય કરસનદાસજીએ કહ્યું કે વાસ્તવમાં આ અખંડ જ્યોત માટે મોગલોએ દર વર્ષે સાઠ રૂપિયા આપવાનું નક્કી કર્યું હતું. પછી પેશ્વાઓ અને અંગ્રેજોએ આ પ્રકારનું સાઠ રૂપિયા આપવાનું ચાલુ રાખ્યું હતું અને હવે આપણી સરકારે પણ મોગલોની જેમ સાઠ રૂપિયા આપવાનું ચાલુ રાખ્યું છે.

આ દરગાહ પર ઈમામ શાહ બાવાનાં દર્શને આવેલા મગનભાઈ રબારીએ મને કહ્યું કે અમારી આઠ પેઢી અહીં દર્શન કરવા આવતી હતી અને હું પણ આવું છું. આ મુસલમાનના પીર હતા એટલે હિન્દુથી મારાથી ન આવવાનો કોઈ પ્રશ્ન જ નથી. અહીં દર્શન કરવા આવ્યા પછી મારા દીકરાઓ પણ હિન્દુ-મુસ્લિમમાં માનતા નથી. અમદાવાદમાં જ્યારે કોમી રમખાણો થયાં ત્યારે એ લોકો મારામારી અને કાપાકાપીની વાતો કરતા હતા. મુસ્લિમોને કટ્ટર દુશ્મન માનતા હતા પણ હવે આવ્યા પછી મુસ્લિમોને પણ પોતાના ભાઈ માનવા લાગ્યા છે.

એ પ્રકારે અહીં નમાઝ પઢવા આવેલા અમદાવાદના બદરુદ્દીન શેખે અભિયાન સાથેની વાતચીતમાં કહ્યું કે, ''હિન્દુ અને મુસ્લિમ વચ્ચે ફાટ પડાવવાનું સુવ્યવસ્થિત કાવતરું ચાલે છે. અમારા વિસ્તારમાં કેટલાક નેતાઓ આ અંગે એકબીજાના કાનમાં ઝેર રેડે છે. અમદાવાદમાં થતા કોમી રમખાણો પછી મુસ્લિમોમાં પણ ધર્મઝનૂન ચઢતાં હિન્દુઓને કાફર અને દુશ્મન ગણતા થયા હતા પણ હું મારા એવા વખત અહીં તેઓ આવ્યા બાદ આજે તેમના મનમાંથી અહીં તેઓ આવ્યા બાદ આજે તેમના મનમાંથી ધીમે ધીમે આ ગ્રંથિ ભૂંસાઈ રહી છે. અલ્લાહના શુક્રગુજર છીએ કે એમના મગજમાંથી આ વાત બહાર નીકળી ગઈ છે.''

Part 6

ડોક્ટરોની દવાથી થાકી ગયેલા દર્દીઓ પીરાણાની દરગાહ પર આવી સાજા થાય છે, ભલભલા ડિટેક્ટિવો હારી ગયા હોય તેવા કેસોનો અહીં પાંચ મિનિટમાં નિકાલ થાય છે. પણ તેનું રહસ્ય હજુ સુધી વણ ઉકેલ્યું પણ પડી રહે. પરંતુ ક્રિકેટ રમતા છોકરાઓનો એક દડો જો હિન્દુ કે મુસ્લિમના ઘરની બારીનો કાચ ફોડી નાખે તો અમદાવાદ જેવા સંવેદનશીલ શહેરમાં કોમી રમખાણ ફાટી નીકળે છે. આખુંય શહેર અસામાજિક તત્ત્વોના બાનમાં આવી જાય છે, ત્યારે પરોક્ષ રીતે કોમી એકતા સાધી આપનારી પીરાણાની આ દરગાહ પર હજુ સુધી સરકારની અમીદ્રષ્ટિ પડી નથી. મોગલોના સમયથી ચાલી આવતી સહાયની માત્ર સાઠ રૂપિયાની રકમ આપી સરકાર તેને પોષી રહી છે.

પીરાણાની બેડી અને તેનું મંત્રેલું પાણી કદાચ વિજ્ઞાન માટે સમસ્યા હોય અને તે વણઉકલી રહે, પરંતુ હિન્દુ અને મુસ્લિમની એકતા સાધનાર પીરાણા કદાચ રામજન્મભૂમિ અને બાબરી મસ્જિદ જેવી સમસ્યાઓ ઉકેલવામાં જરૂર માર્ગદર્શન નીવડી શકે.

# Series 74 – પીરાણામાં હિંદુ - મુસ્લિમની એકતાના નામે છૂપું ધર્મ પરિવર્તન / Religious Conversion in name of Hindu-Muslim Unity - Pirana



04-Aug-2018

ગત તા. ૩૦-જુલાઈ-૨૦૧૮ના પ્રકાશિત ગુજરાત સમાચારની મુંબઈ આવૃત્તિ સાથે આવેલ પુરતી મેગેઝીન, જેનું નામ છે "ધર્મલોક & અગમ નિગમ" તેના પેજ ૧૪ અને ૧૫ માં પીરાણા સતપંથ વિષે એક મોટો લેખ છાપવામાં આવેલ છે. આ લેખનું શીર્ષક છે... **"હિંદુ-મુસ્લિમ સાથે મળીને પૂજા કરે છે પીરાણાની ઈમામશાહની દરગાહ પર"**

લેખ વાંચતા એવું જણાય છે કે આ લેખ વર્ષ ૧૯૯૧માં પહેલા છાપવામાં આવેલ હશે, જેને હાલમાં પુનઃ પ્રકાશિત કરવામાં આવેલ છે. તે સમયના પીરાણાના મુખ્ય ગાદી પતિ કરસનદસ કાકાના (જેનું સતપંથી નામ પીર કરીમ છે) વિચારો આ લેખમાં પ્રકાશિત કરવામાં આવેલ છે.

છેલ્લા લગભગ ૧૦ વર્ષથી, ખાસ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના લોક મુખે, પીરાણા સતપંથ ઉપર લાગેલ શંકાસ્પદ સવાલને મોટો વેગ મળ્યો છે. **પીરાણા સતપંથ ધર્મ ઉભો કરવાનો હેતુ હતો - સતપંથ ધર્મના માધ્યમથી સામાન્ય હિંદુઓને પોતાના તરફ આકર્ષિત કરી, તેમના માટે મુસ્લિમ ધર્મને સ્વીકાર્ય બનાવી, ધીરે ધીરે તેમને મુસલમાન બનાવવા. ગુજરાત સમાચારના આ લેખથી હવે સ્પષ્ટ રીતે સાબિત થઇ ગયું છે કે પીરાણા સતપંથ પર લોકોની શંકા કુશંકાઓ સાચી હતી.**

તે સમય, એટલે વર્ષ ૧૯૯૧ના અરસામાં જ્યારે પહેલીવાર આ લેખ પ્રકાશિત કરવામાં આવેલ હતો, ત્યારે તે સમયના પીરાણાના ગાદીપતિ શ્રી કરસન કાકાએ આપેલ વક્તવ્યોના આધારે આ લેખ તૈયાર કરેલ છે.

**આ લેખને સરળતાથી સમાજવ માટે છ (૬) ભાગમાં વિભાજીત કરીને વાંચવા જેવો છે. આ લેખની કોપી આ સાથે જોડેલ છે, જેમાં ઉપર જણાવેલ છ (૬) ભાગોને લાઈન પાડીને તારવેલા છે.**

**Part 1:** હિંદુ દીકરીના લગ્ન એક મુસલમાન છોકરા સાથે થાય અને એ પણ ઘરવાળાઓથી ચોરી છુપી કોર્ટમાં થાય. ઈમામશાહના દરગાહની માનતા કરવાથી બન્ને ઘરવાળાઓ આ સંબંધને સ્વીકારી લે. **ભાગેડુ લગ્નની વાતને પ્રોત્સાહન આપતી વાતો કરેલ છે. એટલે વિચારી લેજો, અગર તમે પીરાણા સાથે સંબંધિત છો તો, કદાચ કાલે તમારા દીકરા દીકરીઓ આવું કરે અને તેમાં કંઈ ખોટું થાય, તો તેના જવાબદાર પીરાણા સતપંથ હશે.** શું તમારા દીકરા/દીકરીને અન્ય ધર્મમાં છોકરા/છોકરી સાથે પરણવા માંગો છો?

**Part 2:** **ઈમામશાહ મૂળ ઈરાનના મુસલમાન છે.** **હિંદુ ધર્મ અને મુસલમાન ધર્મને મિશ્રિત કરી તેમણે એક નવો પંથ એટલે પીરાણા સતપંથ ધર્મ સ્થાપ્યો હતો. એટલે સાબિત થાય છે કે સતપંથ ધર્મ એ હિંદુ ધર્મથી જુદો છે.** ઈમામશાહના મુખ્ય સાથીદાર અબ્દુર રહીમ બાવા હતા. (જેણે હાજર બેગ / હાજર રફીક કહેવામાં આવે છે અને તેમની કબર ઈમામશાહની કબર સામે છે.)



**Part 3:** પગમાં બેડિયું પહેરવાની પ્રથા પાછળ કેટલો **અંધશ્રદ્ધા અને અંધવિશ્વાસ છે**, જે ઘણી વખત **કુરિવાજ હોવા છતાં પણ સ્વીકાર્ય છે,** તે આહીં જાણવા મળે છે.

**Part 4:** આજકાલ છાપાઓમાં ઢોંગી બાબાઓ અને ફકીરોની જાહેરાતો જોવા મળે છે, જેમાં મંત્રો અને કલમોથી **દોરા-ધાગાઓ, વશીકરણ, ચમત્કાર, અટકેલા કામો પુરા થવા, લગ્ન સમસ્યા, બાળક, ધંધો વગેરેની સમસ્યાઓનો ઈલાજ કરી આપવાની ખાત્રીઓ આપતી જાહેરાતો જોવા મળે છે, તે પ્રમાણેની શ્રદ્ધાના નામે ચમત્કારોના દમ પર ઈમામશાહ બાવા ફળે છે, તેવી મન લુભામાની વાત કરેલ છે.** નબળા મનના માણસો, સરળ સ્વભાવના માણસો આવી વાતોના શિકાર સહેલાઈથી બનતા હોય છે અને તેના તરફ અકર્ષાઈ જતા હોય છે. ***ઈતિહાસ કહે છે પોતાના ભોળા ભાઈઓ આવી ભ્રામક અને લુભામણી વાતોમાં ફસાઈ ન જાય અને વટલાઈન જાય એટલા માટે તેમના વટલેલ સતપંથી ભાઈઓને ઊંઝાથી ગામ અને દેશ બહાર કરેલ હતા, જે હાલ કચ્છમાં વસે છે.***

**Part 5:** પીરાણામાં, **નિષ્કલંકી નારાયણ (જે ઇસ્લામના ધર્મ ગ્રંથોમાં બતાવેલ એક મુસલમાન દેવ એટલે હજરત મૌલા અલી છે, તેનું નામ છે.** નોંધ હિંદુ ધર્મ ગ્રંથોમાં નિષ્કલંકી નારાયણનો ક્યાંયય નામ નથી) ની પૂજા/બંદગી કરવામાં આવે છે. **હિંદુ ધર્મને ખતમ કરવા બધુજ કરી છૂટેલો ક્રૂર અને કુખ્યાત ઔરંગઝેબે પીરાણામાં દીવા માટે પૈસા આપવાનું શરુ કરેલ. (પીરાણાના ખર્ચ માટે લગભગ ૪૦ વીઘા જમીન પણ આપેલ છે.) ઇસ્લામ ધર્મના પ્રચાર પ્રસાર માટે ઔરંગઝેબએ આ કામ કરેલ છે અને તે કામ આજે પણ ચાલુ છે.**

**Part 6:** હિંદુ અને મુસ્લિમની એકતાની આદર્શવાદી વાતોના નામે હિંદુઓને પીરાણા સતપંથ તરફ આકર્ષિત કરી, તેમના મનમાં હળવેથી મુસ્લિમ ધર્મને સ્વીકાર્ય બનાવવા પાછળનો હેતુ હોવાનું આ પાર્ટ વાંચવાથી જણાઈ આવે છે. કેમ ન હોય? કારણકે **વિશ્વભરના મહાન શોધકર્તાઓ, યુનીવર્સીટીઓ, સરકારી દસ્તાવેજો, કોર્ટના જજમેન્ટો જેવા અસંખ્ય અન્ય દસ્તાવેજો અને પુરાવાઓ એવું કહે છે કે સતપંથ ધર્મની સ્થાપના પાછળની રણનીતિ માત્ર એટલી હતી, કે હિંદુ દેવી દેવતાઓનો ઉપયોગ કરી, હિંદુઓને સતપંથમાં આકર્ષીત કરી, તેમના મનમાં મુસલમાન ધર્મ પ્રત્યે નરમ ભાવ પૈદા કરી, મુસ્લિમ ધર્મને ધીરે ધીરે શ્રેષ્ઠ બતાવી, તેમણે સમય અંતરે મુસલમાન બનાવી નાખવાની છે.** આજ રણનીતિ પ્રમાણે ચાલીને સિંધ અને કચ્છના ઘણાં હિંદુ લોહાણા સમાજો આજે પોતાને ખોજા મુસલમાન તરીકે ઓળખાવે છે.

**Conclusion:** ઉપર જણાવેલ મુદ્દાઓથી તમે સમજી શકો છો કે, પીરાણા સતપંથના વિષે છાપેલ આ લેખથી સ્પષ્ટ સાબિત થાય છે કે સતપંથની સ્થાપનાના ઉદ્દેશ હતા કે હિંદુઓને વટલાવી મુસલમાન બનાવવાના. તે ઉદ્દેશને આગળ ધપાવવાનું કામ આજે પણ ચાલુ છે. સમય અને સંજોગ પ્રમાણે વટલાવવાની પ્રક્રિયામાં થોડો ફેર છે, હેતુ ફેર નથી. બાહ્ય રૂપે મોટા ભાગે હિંદુ દેખાવ અપનાવેલ છે, પણ અંતરીક રીતે ઇસ્લામનું જે બીજ છે, તેને મજબૂતાઈથી પકડી રાખવામાં આવેલ છે.



1. ઈમામશાહને હિંદુ મહારાજ બતાવશે, પીરાણાને પ્રેરણા પીઠ બતાવશે, કરસન કાકાને કરસનદસ મહારાજ નામ આપશે, સતપંથને સતપંથ-સનાતન ધર્મ કહશે, પીરાણામાં જગ્યા જગ્યાએ ઓમ લખશે, હિંદુ દેવી દેવતાઓના ચિત્રો દોરશે, એક સાચા હિંદુ કરતા પણ વધારે કટ્ટર હિંદુ હોવાનો ઢોંગ કરશે, પણ તે બધુજ માત્ર હિંદુ સમાજને છેતરીને તેમની તરફ આકર્ષવા માટે છે.
2. એક વખત આકર્ષાઈને આવે ત્યારે તેમને અટકાવી રાખવા, ઈમામશાહ બાવાના ચમત્કારો, ઈમામશાહ ફળે છે, અધૂરા કામો પુરા થાય છે, તેવી સતત કરેલ વાતોના દમ પર ઉભી કરેલ એક મોટી માયા જાળ બનાવી રાખવી.
3. અને સતપંથમાં ફસાયેલ લોકો પાસે ધર્મના નામે ખુબ મોટા, દસોન્દ રૂપે વર્ષના આવકના ૧૦% રૂપિયા પડાવી લેવાની સજ્જડ વ્યવસ્થા છે.

માટે દરેક વ્યક્તિ જે સતપંથને હિંદુ ધર્મ માનીને તેની સાથે જોડાયલો હોય, અથવા તો જોડવા માંગતો હોય, તેવ વ્યક્તિને અમારા દ્વારા સાવચેત કરવાનો આ નમ્ર પ્રયાસ છે, અન્ય કંઈ નથી.

Real Patidar